જયવંતા તીથકર દેવ બિરાજે છે તેમને કરૂં છું. તે જઘન્ય તીર્થંકર ૨૦, અને ઉત્કૃષ્ટા ૧૬૦; તેમને મારી સમય સમયની વંદણાં હોજો. તે વીસ તીર્થંકરનાં નામ ગુણે કરી સ્તવન કરૂં છું. ૧ શ્રી મંદિર સ્વામી; ૨ શ્રી જુગ મંદિર સ્વામી; ૩ શ્રી બાહુ સ્વામી; ૪ શ્રી સુબાહુ સ્વામી; ૫ શ્રી સુજાતનાથ સ્વામી; ૬ શ્રી સ્વયંપ્રભુ સ્વામી; ૭ શ્રી રૂષભાનંદ સ્વામી; ૮ શ્રી અનંત વીર્ય સ્વામી; ૯ શ્રી સુરપ્રભુ સ્વામી; ૧૦ શ્રી વિશાળપ્રભુ સ્વામી; ૧૧ શ્રી વજ્રધર સ્વામી; ૧૨ શ્રી ચંદ્રાનન સ્વામી; ૧૩ શ્રી ચંદ્રબાહુ સ્વામી; ૧૪ શ્રી ભુજંગદેવ સ્વામી; ૧૫ શ્રી ઇશ્વર સ્વામી; ૧૬ શ્રી નેમપ્રભુ સ્વામી; ૧૭ શ્રી વીરસેન સ્વામી; ૧૮ શ્રી મહાભદ્ર સ્વામી; ૧૯ શ્રી દેવજસ સ્વામી; અને ૨૦ શ્રી અજીતનાથ સ્વામી. તે સ્વામિનાથ કેવા છે? મારી મન મનની, ઘટ ઘટની, અને સમય સમયની વાત જાણી દેખી રહ્યા છે. અનંતુ જ્ઞાન છે; અનંતુ દર્શન છે; અનંતુ ચારિત્ર છે; અનંતુ તપ છે; અનંતુ વીર્ય છે; ખટે ગુણે કરી સહિત છે; ચોત્રીસ અતિશયે કરી બિરાજમાન છે; પાંત્રીસ પ્રકારની સત્ય વચન વાણીનાં બોલનાર છે; એક હજાર અષ્ટ ઉત્તમ લક્ષણે કરી સહિત છે; અઢાર દોષ રહિત છે; બાર ગુણે કરી સહિત છે; ચાર ઘનઘાતી કર્મ ક્ષય કર્યા છે; બાકીનાં ચાર કર્મ પાતળા પાડયા છે; મુક્તિ જવાનાં કામી થકા વિચરે છે; ભવિ જીવનાં સંદેહ ભાંગે છે; સજોગી;

સશરીરી; કેવળજ્ઞાની; કેવળ દર્શની; યથાખ્યાત ચારિત્રનાં ધરણહાર છે; ક્ષાયક સમકિત; શુકલ ધ્યાન; શુકલ લેશા; શુભધ્યાન; શુભયોગ; ચોસઠ ઇંદ્રનાં વંદનિક પૂજ્યનિક અર્ચનિક છે. પંડિત વિરજ એ આદિ અનંત ગુણે કરી સહીત છે; ધન્ય તે સ્વામિનાથ ગ્રામાનુગ્રામ, નગર, રાયહાણી, પુર, પાટણ એક ગામથી બીજે ગામ દેશનાં દેતાથકા વિચરતા હશે; ત્યાં ત્યાં રાઇસિર, તલવર, માડંબિ, કોડંબી, શેઠ, સેનાપતિ, ગાથાપતિ, વિગેરે સ્વામિની દેશનાં સાંભળી કર્ણ પવિત્ર કરતા હશે; અશનાદિકે ચોદ પ્રકારનું દાન દઇ કર પવિત્ર કરતા હશે તેને ધન્ય છે; ધન્ન સ્વામિનાથ આપ પંચ મહાવિદેહ ક્ષેત્રને વિષે બિરાજો છો. હું મોક્ષાભિલાષિ અત્રે બેઠો છઉં. આપનાં જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપને વિષે જે કાંઇ અવિનય, આસાતનાં, અભક્તિ, અપરાધ કર્યો હોય અને મારા આત્માને વિષે કોઈ પણ જાતનો પાપ દોષ લાગ્યો હોય તો અનંતા સિદ્ધ કેવળી ભગવાન તમારી સાક્ષીએ મન, વચન, કાયાએ કરી હાથ જોડી, માન મોડી, મસ્તક નમાવી ભુજો ભુજો કરી ખમાવું છું.

આ સ્થળે ત્રણ વખત તિખ્ખુત્તોનો પાઠ ભણી, બે હાથ જોડીને મસ્તક નમાવી, સવિનય પૂર્વક ક્ષમાપનાં માટે અરજ કરવી

---

## ક્ષમાપનાં ૨ જી—શ્રી સિદ્ધનાં જીવોની.

બીજી ક્ષમાપનાં શ્રી અનંતા સિદ્ધ ભગવંતજીને કરૂં છું. તે સિદ્ધ ભગવંતજીનાં ગુણગ્રામ કરતાં કર્મની ક્રોડું ખપે અને ઉત્તકૃષ્ટો રસ આવે તો આ જીવ તીર્થંકર નામ ગોત્ર ઉપાર્જે. પૂર્વે થઇ ગએલી છેલ્લી ચોવિસીનાં નામ ગુણું કરી સ્તવન કરૂં છું. ૧ શ્રી ઋષદેવ સ્વામી; ૨ શ્રી અજીતનાથ સ્વામી; ૩ શ્રી સંભવનાથ સ્વામી; ૪ શ્રી અભિનંદન સ્વામી; ૫ શ્રી સુમતિનાથ સ્વામી; ૬ શ્રી પદ્મપ્રભુ સ્વામી; ૭ શ્રી સુપાર્શ્વનાથ સ્વામી; ૮ શ્રી ચંદ્રપ્રભુ સ્વામી; ૯ શ્રી સુવિધીનાથ સ્વામી; ૧૦ શ્રી શીતળનાથ સ્વામી; ૧૧ શ્રી શ્રેયાંસનાથ સ્વામી; ૧૨ શ્રી વાસુપુજ્ય સ્વામી; ૧૩ શ્રી વિમળનાથ સ્વામી; ૧૪ શ્રી અનંતનાથ સ્વામી; ૧૫ શ્રી ધર્મનાથ સ્વામી; ૧૬ શ્રી શાંતિનાથ સ્વામી; ૧૭ શ્રી કુંથુનાથ સ્વામી; ૧૮ શ્રી અરનાથ સ્વામી; ૧૯ શ્રી મલ્લીનાથ સ્વામી; ૨૦ શ્રી મુનિસુવ્રત સ્વામી; ૨૧ શ્રી નમીનાથ સ્વામી; ૨૨ શ્રી નેમનાથ સ્વામી; ૨૩ શ્રી પાર્શ્વનાથ સ્વામી; અને ૨૪ શ્રી મહાવીર સ્વામી. તે એક ચોવિસી, અનંત ચોવિસી, અનંતા ભેદે સીઝી બુઝી આઠે કર્મ ક્ષય કરી મુક્તિશીલાને વિષે પધારેલ છે. તે આઠે કર્મનાં નામઃ—૧ જ્ઞાનાવર્ણિય; ૨ દર્શનાવર્ણિય; ૩ વેદનિય; ૪ મોહનિય; ૫ આયુષ્ય; ૬ નામ; ૭ ગોત્ર; અને ૮ અંતરાય. એ આઠે

કર્મ ક્ષય કરી મુક્તિશીલાને વિષે પહોંચેલા છે. તે મુક્તિ-શીલા કયા છે ? સમ પૃથ્વીથી સાતસો નેવું જોજન ઉંચપણે તારામંડળ આવે; ત્યાંથી દસ જોજન ઉંચપણે સૂર્યનું વિમાન આવે; ત્યાંથી એંશી જોજન ઉંચપણે ચંદ્રનું વિમાન આવે; ત્યાંથી ચાર જોજન ઉંચપણે નક્ષત્રનું વિમાન આવે; ત્યાંથી ચાર જોજન ઉંચપણે બુદ્ધનો તારો આવે; ત્યાંથી ત્રણ જોજન ઉંચપણે શુક્રનો તારો આવે; ત્યાંથી ત્રણ જોજન ઉંચપણે બૃહસ્પતિનો તારો આવે; ત્યાંથી ત્રણ જોજન ઉંચ-પણે શનિશ્ચરનો તારો આવે; એમ નવસો જોજનમાં જ્યોતિષ ચક્ર છે. તે ઉપર અસંખ્યાતા જોજન કોડાકોડી ઉંચપણે બાર દેવલોક આવે, તેના નામ કહે છે:—

૧ સુધર્મો; ૨ ઇશાન; ૩ સનતકુમાર; ૪ મહેન્દ્ર; ૫ બ્રહ્મલોક; ૬ લાતંક; ૭ મહાશુક્ર; ૮ સહસાર; ૯ આણુંત; ૧૦ પ્રાણુંત; ૧૧ આરણ; અને ૧૨ અચ્યુય. એ બાર દેવ-લોકની ઉપર અસંખ્યાતા જોજનની કોડાકોડ ઉંચપણે નવ ગ્રિવેક વિમાન આવે, તેનાં નામઃ–૧ ભદ્દે; ૨ સુભદ્દે; ૩ સુજાએ, ૪ સુમાણસે; ૫ સુદંસણે; ૬ પિયદંસણે; ૭ આમોહે; ૮ સુપડિબદ્ધે; અને ૯ જસોધરે. પહેલી ત્રીકમાં એકસો અગિઆર વિમાન છે; બીજી ત્રીકમાં એકસો સાત વિમાન છે; અને ત્રીજી ત્રીકમાં એકસો વિમાન છે. ત્યાંથી અસંખ્યાતા જોજનની કોડાકોડ ઉંચપણે પાંચ અણુંત્તર

વિમાન આવે, તેનાં નામ:-૧ વિજય; ૨ વિજયંત; ૩ જયંત; ૪ અપરાજીત; અને ૫ સર્વાર્થસિદ્ધ. એ સર્વાર્થસિદ્ધ વિમાનની મહાધ્વજા થકી બાર જોજન ઉંચપણે મુક્તિશીલા છે.

તે મુક્તિશીલા કેવી છે? પીસતાલિસ લાખ જોજનની જાડી છે, ઉતરતા છેડા આગળ માખીની પાંખ થકી પાતળી છે. ઉજળી શંખ, ચંદ્ર, રૂપાનો પટ, મોતીનો હાર અને ક્ષીરસાગરનાં પાણી થકી પણ અધીક પ્રકાશમાન છે. તે સિદ્ધશીલા ઉપર ઉંચપણે એક જોજનનાં છેલા ગાઉનાં છઠ્ઠા ભાગને વિષે શ્રી સિદ્ધ ભગવંતજી નિરંજન નિરાકાર બિરાજી રહ્યા છે. તે સ્વામી કેવા છે? અવર્ણે, અગંધે, અરસે, અફાસે, અમૂર્તિ, અવિનાશી, રોગ નહિં, જન્મ નહિં, જરા નહિં, ભુખ નહિં, દુઃખ નહિં, મરણ નહિં, શોક નહિં, ભય નહિં, અનંત અનંત સુખની લહેરમાં બિરાજી રહ્યા છે. ધન્ય સ્વામીનાથ આપ તો સિદ્ધ ક્ષેત્રને વિષે બિરાજો છો; હું મોક્ષાભિલાષી અહીં બેઠો છું. આપના જ્ઞાન, દર્શન, સબંધી અવિનય, આસાતનાં, અભક્તિ, અપરાધ કર્યો હોય તો મન, વચન, કાયાએ કરી હાથ જોડી માન મોડી ભુજો ભુજો કરી ખમાવું છું.

આ સ્થળે ત્રણ વખત તિખ્ખુત્તાનો પાઠ ભણી, બે હાથ જોડીને, મસ્તક નમાવી, સવિનય પૂર્વક ક્ષમાપનાં ચાહવી.

---

## ક્ષમાપનાં ૩ જી–શ્રી કેવળી ભગવંતજીની.

ત્રીજી ક્ષમાપનાં પંચ મહાવિદેહ ક્ષેત્રને વિષે જયવં
કેવળી ભગવાન બિરાજે છે તેને કરૂં છું. તે જઘન્ય બે કો
અને ઉત્કૃષ્ટ નવ ક્રોડ કેવળી. તે સ્વામી કેવા છે? મારા મ
મનની, ઘટ ઘટની, સમય સમયની વાત જાણી દેખી રહ્યા
ચૌદ રાજલોક હસ્તામળ પ્રમાણે જાણી દેખી રહ્યા છે; અનં
જ્ઞાન છે; અનંતુ દર્શન છે; અનંતુ ચારિત્ર છે; અનંતુ તપ
અનંતુ બળ છે; અનંતુ ધૈર્ય છે; અનંતુ વીર્ય છે; ખટ્ગુણે ક
સહિત છે; ચાર ઘનઘાતી કર્મ ક્ષય કર્યાં છે. બાકીનાં ચ
કર્મ પાતળા પાડયા છે; મુક્તિ જવાનાં કામીથકાં વિચ
છે; ભવ્ય જીવનાં સંદેહ ભાંગે છે; સજોગી, સશરીર
કેવળજ્ઞાની, કેવળ દર્શની છે; યથાખ્યાત ચારિત્રનાં ધર
હાર છે; ક્ષાયક સમકિત; શુકલ ધ્યાન; શુકલ લેશા; શુ
ધ્યાન; શુભ જોગ; પંડિત વીર્ય એ આદિ અનંત ગુણે ક
સહિત છે. ધન્ય તે સ્વામિનાથ ગ્રામાનુગ્રામ, નગર, રાયહાણ
પુર, પાટણ જયાં જયાં દેશનાં દેતા થકા વિચરતા હ
ત્યાં રાઈસર, તલવર, માંડંબી, કોડંબી, શેઠ, સેનાપ
ગાથાપતિ સ્વામીની દેશનાં સાંભળી કર્ણ પવિત્ર કરતા હ
તેને ધન્ય છે. અસનાદિક ચૌદ પ્રકારનું દાન દઈ કર પ
કરતા હશે તેને ધન્ય છે. સ્વામીનાં દર્શન કરી દેદાર પ
કરતા હશે તેને ધન્ય છે. ધન્ય સ્વામિનાથ આપ તો પંચ મ

વિદેહ ક્ષેત્રને વિષે બિરાજો છો, હું મોક્ષાભિલાષી અહિં બેઠો છું. આપનાં જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ સબંધી અવિનય, આસાતનાં, અભકિત, અપરાધ કર્યો હોય તો મન, વચન, કાયાએ કરી હાથ જોડી, માન મોડી, મસ્તક નમાવી ભુજો ભુજો કરી ખમાવું છું.

આ સ્થળે તિખ્ખુત્તાનો ત્રણ વખત પાઠ ભણી, બે હાથ જોડીને, મસ્તક નમાવી, સવિનયપૂર્વક ક્ષમાપનાં ચાહવી.

---

## ક્ષમાપનાં ૪ થી–ગણધરજી, આચાર્યજી ને ઉપાધ્યાયજીની.

ચોથી ક્ષમાપનાં ગણુધરજી, આચાર્યજી, ઉપાધ્યાયજીને કરૂં છું. તે ગણુધરજી બાવન ગુણે કરી સહિત છે. આચાર્યજી છત્રીસ ગુણે કરી સહિત છે. ઉપાધ્યાયજી પચિસ ગુણે કરી સહિત છે. મ્હારા ધર્મ ગુરૂ, ધર્માચાર્ય, ધર્મોપદેશનાં દાતાર, મહા પુરૂષ પંડિતરાજ, મુનિરાજ, ગિતાર્થ બહુસૂત્રી, સૂત્ર સિદ્ધાંતનાં જાણુ, એવી અનેક શુભ ઉપમાએ કરી સહીત જે જે સાધુ મુનિરાજો આળોવી, પડીક્કમી, નિંદી, નિઃસલ્ય થઇને પ્રાયઃ દેવગતિને વિષે પધાર્યા છે તેમનો ઘણો ઉપકાર છે. હાલ વર્તમાન કાળે તરણુ તારણુહાર, તારૂણી નાવ સમાન, રત્નચિંતામણી સમાન, પારસ મણી સમાન, જિન શાસનનાં શણુગાર, એવી અનેક ઉપમાએ કરી

જે જે સાધુ મુનિરાજો વીતરાગ દેવની આજ્ઞામાં બીરાજે છે તેમને મારી સમય સમયની વંદણા હોજો.

તે સ્વામિનાથ કેવા છે ? પંચ મહાવ્રતનાં પાલનહાર છે; પાંચ સુમતે સુમતા; ત્રણ ગુપ્તે ગુપ્તા; છકાયનાં પિયર; છકાયનાં નાથ; સાત ભયનાં ટાલણહાર છે; આઠ મદનાં ગાલણહાર છે; નવ વાડ વિશુદ્ધ બ્રહ્મચર્યનાં પાલણહાર છે; દશવિધ યતિધર્મનાં અજવાળીક; અગિઆર શ્રાવકની પડિમા અને બાર ભીખુની પડીમાનાં જાણનાર છે; સત્તર ભેદે સંજમનાં ધરણહાર છે; બાવિસ પરિસહનાં જીતનાર છે; સત્તાવીસ સાધુજીનાં ગુણે કરી સહિત છે; ધન્ય સ્વામિનાથ આપ તો ગ્રામાનુગ્રામ, નગર, પુર, પાટણને વિષે બિરાજો છો. હું મોક્ષાભિલાષી અત્રે બેઠા છું. આજનાં દિવસ સબંધી આપનાં જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપને વિષે જે અવિનય, અભક્તિ, અપરાધ થયો હોય તો મન, વચન, કાયાએ કરી હાથ જોડી માન મોડી ભુજો ભુજો કરી ખમાવું છું.

આ સ્થળે તિખ્ખુત્તોનો પાઠ ત્રણ વખત ભણી, બે હાથ જોડી, મસ્તક નમાવી સવિનય પૂર્વક ક્ષમાપનાં ચાહવી.

---

## ક્ષમાપનાં ૫ મી–સર્વ સાધુ સાધવીજીની.

પાંચમી ક્ષમાપના પાંચ ભરત, પાંચ ઈરવત, પાંચ મહાવિદેહ ક્ષેત્રને વિષે જયવંતા જે સાધુ સાધવી બિરાજે છે, તેને કરૂં છું. તે જઘન્ય બે હજાર ક્રોડ સાધુ સાધવી

અને ઉત્કૃષ્ટ નવ હજાર ક્રોડ સાધુ સાધ્વી છે, તેમને મારી સમય સમયની વંદણાં હોજો.

તે સ્વામિનાથ કેવા છે ? પંચ મહાવ્રતનાં પાલનહાર છે; પાંચ સુમતે સુમતા અને ત્રણ ગુપ્તે ગુપ્તા છે; છકાયનાં પિયર; છકાયનાં નાથ છે; સાત ભયનાં ટાળનાર છે; આઠ મદનાં ગાળનાર છે, નવ વાડ વિશુદ્ધ બ્રહ્મચર્યનાં પાલનહાર છે, દસ યતિ ધર્મનાં અજવાળિક છે; અગીયાર શ્રાવકની પડિમા અને બાર ભીખુની પડિમાનાં જાણ છે; સત્તર ભેદે સંયમનાં પાળનાર છે; વીસ અસમાધીનાં ટાળનાર છે; સાધુજીનાં સત્તાવીસ ગુણે કરી સહિત છે; ત્રીસ મોહનીય કર્મનાં ટાળનાર છે; તેત્રીસ આસાતનાનાં ટાલણહાર છે; બેંતાલીસ, સુડતાલીસ, છન્નું દોષ રહીત આહાર પાણીનાં લેવણહાર છે; બાવન અણાચારનાં ટાલણહાર છે; સચેતનાં ત્યાગી; અચેતનાં ભોગી; કંચન કામનીનાં ત્યાગી; માયા મમતાનાં ત્યાગી; તરણ તારણહાર; તારૂણી નાવ સમાન; રત્ન ચિંતામણી સમાન; કામધેનું સમાન; જીન કલ્પી; સ્થીવર કલ્પી; સમતાનાં સાગર; દયાનાં આગર એ વિગેરે અનંત ગુણે કરી સહીત છે. ધન્ય સ્વામિનાથ આપ તો ગ્રામાનુગ્રામ, નગર, પુર, પાટણને વિષે બિરાજો છો. હું મોક્ષાભીલાષી અહિં બેઠો છું. આપનાં જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ સબંધી અવિનય, આસાતનાં, અભકિત અપરાધ કર્યો હોય તો મન,

વચન, કાયાએ કરી હાથ જોડી માન મોડી ભુજો ભુજો કરી ખમાવું છું.

આ સ્થળે તિખ્ખુત્તોનો પાઠ ત્રણવાર ભણી, મસ્તક નમાવી, બે હાથ જોડી, સવિનય પૂર્વક ક્ષમાપનાં ચાહવી.

ત્યાર પછી ગુરૂ આદિક બિરાજતા હોય તો તેમને, નહિં તો ઈશાન ખુણાં તરફ શ્રી મંદિર સ્વામી સન્મુખ ઉભા રહી, પંચ અંગ નમાવી, તિખ્ખુત્તોનો પાઠ ત્રણ વખત ભણી, યોગ્ય વંદનની સાથે તેમની ક્ષમાપનાં ચાહવી.

---

## ક્ષમાપનાં ૬ ઠ્ઠી—શ્રાવક શ્રાવિકાજીની.

છઠ્ઠા ખામણાં અઢી દ્વીપમાંહિ, અઢી દ્વીપ બહાર અસંખ્યાતા શ્રાવક શ્રાવિકાજીને કરૂં છું, તે શ્રાવકજી કેવા છે? હુંથી દાને, શિલે, તપે, ભાવે, ગુણે કરી અધીક છે; બે વખત આવશ્યક પ્રતિક્રમણનાં કરનાર છે. મહિનામાં બે, ચાર, અગર છ પોષાનાં કરનાર છે. સમકિત સહીત બાર વ્રત ધારી અગિઆર શ્રાવકની પડીમાનાં સેવણહાર છે; જીવ અજીવ આદિ નવ તત્ત્વનાં જાણનાર છે; ત્રણ મનોરથનાં ચિંતવનાર છે; એકવીસ શ્રાવકને ગુણે કરી સહિત છે; દુબળા પાતળા જીવની દયાનાં આણનાર છે; પર ધન પથ્થર બરોબર લેખે છે; પર સ્ત્રી મા બેન સમાન લેખે છે; દ્રઢધર્મિં, પ્રિયધર્મિં, ધર્મનો રંગ હાડ હાડની મિજાએ લાગી રહ્યો છે; એવા શ્રાવક શ્રાવિકા સંવર પોષા પ્રતિક્રમણને વિષે બિરાજતા

હશે તેમને આજનાં દિવસ સબંધી અવિનય, આસાતનાં અભકિત, અપરાધ કર્યો હોય તો મન, વચન, કાયાએ કરી હાથ જોડી માન મોડી ભુજો ભુજો કરી ખમાવું છું.

આ સ્થળે એ કોઇ વ્રતધારી સંયમ માર્ગનાં પોષક શ્રાવકો, પોતાની સંગાથે ધાર્મિક ક્રિયામાં મશગુલ હોય, તેઓને વિનય સહીત સભ્યતાથી ખમાવી, એક બીજાએ એક બીજાનો દોષ ભુલી જવો.

સાધુ સાધવીજીને ખમાવુંછું; શ્રાવક શ્રાવીકાજીને ખમાવુંછું; સમકિત દૃષ્ટિ જીવને ખમાવું છું; ઉપકારી બાઇ ભાઈને ખમાવુંછું; ચોરાસી લક્ષ જીવાયોનિનાં જીવને ખમાવું છું. સાત લાખ પૃથ્વીકાય, સાત લાખ અપકાય, સાત લાખ તેઉકાય, સાત લાખ વ યુકાય, દસ લાખ પ્રત્યેક વનસ્પતિ કાય, ચાંદ લાખ સાધારણ વનસ્પતિ કાય, બે લાખ બેરંદ્રી બે લાખ તેરંદ્રી, બે લાખ ચોરંદ્રી, ચાર લાખ નારકી, ચાર લાખ દેવતા, ચાર લાખ તિર્યંચ પચેન્દ્રિ, અને ચૌદ લાખ મનુષ્યની જાતિ. એમ ચોરાશીલક્ષ યોનીનાં જીવને હાલતા ચાલતા, બેસતા ઉઠતાં, સંસારનાં અનેક કામકાજ કરતા કોઇપણ જીવને કિલામનાં ઉપજાવી હોય અને મારા આત્માને વિષે કોઇપણ જાતનો પાપ દોષ લાગ્યો હોય તો અનંત સિદ્ધ કેવળી ભગવંતની સાક્ષીએ તસ્સ મિચ્છા મી દુક્કડં.

---

ખામેમિ સવ્વે જીવા, સવ્વે જીવા વિખમંતુ મે;
મિત્તિમે સવ્વભુએસુ, વેર મઝં ન કેણઈ.

એવમહં ॥ આલોઈયં ॥ નિંદીયં ॥ ગ્રહીયં ॥ દુગંછીયં ॥ સવ્વ તિવીહેણું ॥ પડીકંતો ॥ વંદામિ ॥ જિણુચઉવીસં ॥ અતિચાર આળોવ્યા, પડિક્કમિયા, નિંધા, નિશલ્ય થયા, વિશેષે અરિહંત, સિદ્ધ, કેવળી, ગણધર, આચાર્ય ઉપાધ્યાય, સાધુ, સાધવી, ગુરૂ આદિને ભુજો ભુજો કરી ખમાવું છું.

આ સ્થળે 'ઇચ્છામી ખમાસમણાંનો' પાઠ બે વખત ઉકડુ આસને બેસીને બોલવો. ને ત્યાર પછી કહેવું કે—સ્વામિનાથ સામાયિક એક, ચોવિસંથો બે, વંદણા ત્રણ, પ્રતિક્રમણ ચાર; એમ ચારે આવશ્યક પુરા થયા. તેને વિષે વીતરાગ દેવની આજ્ઞામાં કાનો, માત્રા, મિંડી, અક્ષર પદ, ઓછું અદકું, વિપરીત, ભણાણું હોય અને મારા આત્માને વિષે કોઇપણ જાતનો પાપ દોષ લાગ્યો હોય તો અનંતા સિદ્ધ કેવળી ભગવાન તમારી સાક્ષીએ તસ્સ મિચ્છામી દુક્કડં.

ઉપર પ્રમાણે કહી પછી ઉભા થઈને સવિનય પૂર્વક પાંચમા આવશ્યકની આજ્ઞા માગવી.

---

## આવશ્યક પમો—કાઉસગ્ગનો.

દેવસી ॥ પ્રાયશ્ચિત ॥ વિશુદ્ધનાર્થ ॥ કરેમિ ॥ કાઉસગ્ગં ॥ એટલું કહી પછી—

પ્રથમ નમોક્કારનો પાઠ, બીજો કરેમિભંતેનો પાઠ, ત્રીજો ઇચ્છામી ઠામી કાઉસગ્ગંનો પાઠ, અને ચોથો

તસ્સ ઉત્તરીમો પાઠ; એમ ચાર પાઠો સંપૂર્ણ બોલી જવા. ને ત્યાર પછી '<u>ધર્મધ્યાન</u>' નો કાઉસગ્ગ કરવો.

## ધર્મધ્યાનનો કાઉસગ્ગ.

સેકિતં ॥ સેકિતં ॥ ધમ્મેજઝાણે ॥ ધમ્મેજઝાણે ॥ ચઉવિહે ॥ ચઉપડીયારે ॥ પન્નત્તે ॥ તંજહા ॥ આણાયવિજએ ॥ આવાયવિજયે ॥ વિવાગ વિજએ ॥ સંઠાણ વિજએ ॥ ધમ્મસણં ॥ ઝાણંસ્સ ॥ ચત્તારિ લખણાં ॥ પન્નંતા ॥ તંજહા ॥ આણારૂઇ ॥ નિસંગ્ગરૂઇ ॥ સૂત્રરૂઇ ॥ ઉવએસરૂઈ ॥ ધમ્મસણં ॥ ઝાણંસ્સ ॥ ચત્તારી આલંબણાં ॥ પન્નંતા ॥ તંજહા ॥ વાયણાં ॥ પુછણાં ॥ પર્યટણાં ॥ ધમ્મકહા ॥ ધમ્મસણં ॥ ઝાણંસ્સ ॥ ચત્તારી અણુંપેહા ॥ પન્નંત્તા ॥ તંજહા ॥ એગત્ત્ચાણું પેહા અણિચ્ચાણું પેહા ॥ અસરણાણુંપ્પેહા ॥ સંસારાણુંપ્પેહા.

એ ધર્મધ્યાનનો સૂત્ર પાઠ કહ્યો. હવે તે ધર્મધ્યાનનાં અર્થ કહે છે. ધર્મધ્યાનનાં ચાર ભેદ:-

૧ આણાયવિજએ:—આણાંવિજયે કહેતાં વીતરાગ દેવની આજ્ઞાનો વિચાર ચિંતવવો. તે વીતરાગ દેવની આજ્ઞા કેવી છે? સમકિત સહિત શ્રાવકનાં બાર વ્રત, ને અગિયાર પડિમાં; સાધુનાં પંચ મહાવ્રત, અને બાર ભિખ્ખુની પડિમા; શુભ ધ્યાન; શુભ જોગ; જ્ઞાન; દર્શન; ચારિત્ર; તપ; છ કાય જીવની રક્ષણાર્થે કરી વીતરાગ દેવની આજ્ઞા આરાધવી. તેમાં સમય માત્રનો પ્રમાદ ન કરવો. ચતુર્વિધ

તીર્થનાં ગુણ કિર્તન કરવા. એ ધર્મ ધ્યાનનો પહેલો ભેદ કહ્યો. હવે ધર્મ ધ્યાનનો બીજો ભેદ કહે છેઃ–

૨ આવાયવિજએઃ—આવાયવિજએ કહેતાં સંસારમાંહિ જીવ જે દુઃખ ભોગવે છે, તે શા થકી ભોગવે છે, તેનો વિચાર ચિંતવવો. તેનો વિચાર એ છે જે,–મિથ્યાત્વ, અવ્રત, પ્રમાદ, કષાય, અશુભયોગ, અઢારે પાપસ્થાનક, અને છ કાય જીવની હિંસાએ કરી જીવ મહા દુઃખ ભોગવે છે. એવું દુઃખનું કારણ જાણી એવો આશ્રવ માર્ગ છાંડી સંવર માર્ગ ગ્રહણ કરવો. જેથી જીવ સંસારમાંહિ કોઇ પણ પ્રકારનું દુઃખ અનુભવે નહિં. એ ધર્મ ધ્યાનનો બીજો ભેદ કહ્યો. હવે ધર્મધ્યાનનો ત્રીજો ભેદ કહે છેઃ––

૩ વિવાગવિજએઃ—વિવાગવિજએ કહેતાં જીવ સંસારમાંહિ સુખ અને દુઃખ બંને શા થકી અનુભવે છે તેનો વિચાર ચિંતવવો. તેનો વિચાર એ છે કે,–આ જીવે જેવા રસે કરી પૂર્વે જેવા શુભાશુભ જ્ઞાનાવર્ણાદિક કર્મ ઉપરાજ્યા છે, તે શુભાશુભ કર્મનાં ઉદયથી આ જીવ તેવા સુખ દુઃખ અનુભવે છે. તે અનુભવતા થકાં કોઈપણ જીવ ઉપર રાગદ્વેષ ન આણીએ; પણ સમતા ભાવ આણીએ. મન વચન, કાયાનાં શુભયોગ સહીત શ્રી જૈન ધર્મને વિષે પ્રવર્તિએ. જેથી નિરાબાધ પરમ સુખ પામીએ. એ ધર્મધ્યાનનો ત્રીજો ભેદ થયો. હવે ધર્મજ્ઞાનનો ચોથો ભેદ કહે છે.

૪ સંઠાણવિજએઃ–સંઠાણવિજએ કહેતાં ત્રણે લોકનાં આકારનું સ્વરૂપ ચિંતવીએ. એ ત્રણે લોકનાં આકારનું સ્વરૂપ

એવું છે કે,—એ લોક સુપઇઠીકને આકારે છે. આખો લોક જીવ અજીવે કરી સંપૂર્ણ ભરેલો છે. અસંખ્યાતા જોજનની કોડાકોડી પ્રમાણે ત્રીછો લોક છે. ત્યાં અસંખ્યાતા દ્વીપ સમુદ્ર છે; અસંખ્યાતા વાણુવ્યંતરનાં નગર છે; અસંખ્યાતા જ્યોતિષીનાં વિમાન છે; તથા અસંખ્યાતિ જ્યોતિષીની રાજધાની છે. ત્યાં અઢીદ્વીપમાંહી જઘન્ય તીર્થંકર ૨૦ ને ઉત્કૃષ્ટા ૧૬૦; જઘન્ય બે ક્રોડ ઉત્કૃષ્ટા પ્રત્યેક ક્રોડ કેવળી; જઘન્ય બે હજાર ક્રોડ ને ઉત્કૃષ્ટ નવ હજાર ક્રોડ સાધુ સાધવી હોય; તેને મારી સમય સમયની વંદણાં હોજો. તેમજ ત્રીછા લોક મધ્યે અસંખ્યાતા શ્રાવિકા છે, તેનાં ગુણગ્રામ કરીએ. તે ત્રિછાલોક થકી અસંખ્યાત ગુણો ઉર્દ્ધ્વલોક છે. ત્યાં ૧૨ દેવલોક; નવ ગ્રિવેક વિમાન; અને પાંચ અણુંત્તર વિમાન છે. એમ સર્વે થઇને ૮૪૯૭૦૨૩ વિમાન છે. તે ઉપર સિદ્ધ ક્ષેત્ર છે. ત્યાં સિદ્ધ ભગવંતજી નિરંજન નિરાકાર બિરાજી રહ્યા છે. તેને મારી સમય સમયની વંદણાં હોજો. તે ઉર્દ્ધ્વલોકથી કાંઇ વિશેષ અધીક હેઠ અધોલોક છે. ત્યાં સાત નરકનાં ૮૪ લાખ નર્કાવાસા છે. સાત કરોડ બોંતેર લાખ ભવનપતિનાં ભવન છે. એવા ત્રણે લોકનાં સર્વ સ્થાનક સમકિત સહીત કરણી વિનાં સર્વે જીવે, અનંતી વાર જન્મે મરણે કરી ફરસી મૂકયા છે. એમ જાણી સમકીત સહીત શ્રુત અને ચારિત્ર ધર્મની આરાધના કરીએ; જેથી અજરામર પદ પામીએ. એ ધર્મધ્યાનનો ચોથો ભેદ કહ્યો.

એમ ધર્મધ્યાનનાં ચાર ભેદનો કાઉસ્સગ્ગ પુરો થયો. તેને વિષે વીતરાગ દેવની આજ્ઞામાં કાનો, માત્રા, મિંડી, અક્ષર, પદ, ઓછું, અધીકું, વિપરીત ભણાણું હોય; અને મારા આત્માને વિષે કોઇ પણ જાતનો પાપ દોષ લાગેલો હોય તો અનંતા સિદ્ધ કેવળી ભગવાન તમારી સાક્ષિએ તસ્સ મિચ્છા મી દુક્કડં.

ઉપર પ્રમાણે કાઉસગ્ગ કર્યા પછી 'લોગસ્સ' નો આખો પાઠ બોલી જઈ 'ઈચ્છામિ ખમાસમણા' નો પાઠ ઉકડુ આસને બે વખત બોલવો, ને પછી કહેવું કે—

સ્વામિનાથ સામાયિક એક, ચોવિસંથો બે, વંદણાં ત્રણ, પ્રતિક્રમણ ચાર, અને કાઉસગ્ગ પાંચ; એમ પાંચે આવશ્યક પુરા થયા તેને વિષે વીતરાગ દેવની આજ્ઞામાં કાનો, માત્રા, મિંડી, પદ, ઓછું, અદકું, વિપરીત ભણાણું હોય અને મારા આત્માને વિષે કોઇ પણ જાતનો પાપ દોષ લાગેલો હોય તો અનંતા સિદ્ધ કેવળી ભગવાન તમારી સાક્ષીએ તસ્સ મિચ્છા મિ દુક્કડં.

---

## છઠ્ઠો આવશ્યક–પચ્ચખ્ખાણનો.

આ સ્થળે ઉભા થઇ સવિનયે ગુરૂ આદિને વંદણાં કરી છઠ્ઠા આવશ્યકની આજ્ઞા માગવી. અને પછી બને તો સૂર્યોદય સુધી ને ન બની શકે તો અમુક વખતનું પ્રમાણ બાંધી ચૌવિહારનાં પચ્ચખ્ખાણ નીચે મુજબ કરવા.

**ચઊવિહં ॥ પિઆહારં ॥ અસણં ॥ પાણું ॥ ખાઈમં ॥ સાઈમં ॥ અન્નથાણ્ણાં ભોગેણું ॥ સહસ્સાગારેણું ॥ સવ્વ સમાહિ ॥ વતિયા ગારેણં ॥ અપ્પાણું ॥ વોસિરામી ॥**

સ્વામિનાથ સામાયિક એક, ચોવિસંથો બે, વંદણાં ત્રણ, પ્રતિક્રમણુ ચાર, કાઉસગ્ગ પાંચ, અને છઠ્ઠા કર્યા પચ્ચખ્ખાણુ; એ છએ આવશ્યકને વિષે મારા આત્માને કોઇ પણ જાતનો પાપ દોષ લાગેલો હોય, તો અનંત સિદ્ધ કેવળી ભગવાન તમારી સાક્ષિએ તસ્સ મિચ્છા મી દુક્કડં.

મિથ્યાત્વનું પ્રતિક્રમણ, અવ્રતનું પ્રતિક્રમણ, પ્રમાદનું પ્રતિક્રમણ, કષાયનું પ્રતિક્રમણ, અશુભ યોગનું પ્રતિક્રમણ; એ બીંયાસી બોલનું પ્રતિક્રમણ, તેને વિષે અતિક્રમ, વ્યતિક્રમ, અતિચાર, એ વિગેરે અજાણતાં જે કોઇ પાપ દોષ લાગેલો હોય; તો અનંતા સિદ્ધ કેવળી ભગવાન્ તમારી સાક્ષિએ તસ્સ મિચ્છા મી દુક્કડં.

ગયા કાળનું પ્રતિક્રમણ; વર્તમાન કાળનાં સંવર; આવતા કાળનું પચ્ચખાણુ; કરેમિ મંગળં; મહા મંગળં; થયથુઇ મંગલં. અહીં ત્રણ નમોથ્થુણં કહેવાઃ—

## નમોથ્થુણંનો પાઠ.

**નમોથ્થુણં ॥ અરિહંતાણં ॥ ભગવંતાણં ॥ આઇગરાણં ॥ તિથ્થયરાણં ॥ સ્વયંસંબુદ્ધાણં ॥ પુરિસોત્તમાણં ॥**

પુરિસસિહાણં ॥ પુરિસવર પુંડરિયાણં ॥ પુરિસવર ગંધ-હથ્થીણં ॥ લોગુત્તમાણં ॥ લોગનાં હાણં ॥ લોગ હિયાણં ॥ લોગ પઇવાણં ॥ લોગ પજ્જોયગરાણં ॥ અભય દયાણં ॥ ચખ્ખુ દયાણં ॥ મગ્ગ દયાણં ॥ સરણ દયાણં ॥ જીવ દયાણં ॥ બોહિ દયાણં ॥ ધમ્મ દયાણં ॥ ધમ્મ દેસિયાણં ॥ ધમ્મ નાયગાણં ॥ ધમ્મ સારહિણં ॥ ધમ્મવર ॥ ચાઉ-રંત ॥ ચક્કવટ્ટિણં ॥ દીવો ॥ તાણં ॥ સરણં ॥ ગઇ પઇઠા ॥ અપડિ હય ॥ વરનાણં ॥ દંસણ ॥ ધરાણં ॥ વિયટ્ટ છઉમાણં ॥ જિણાણં જાવયાણં ॥ તિન્નાણં તારિયાણં ॥ બુદ્ધાણં બોહિયાણં ॥ મુત્તાણં મોયગાણં ॥ સવ્વન્નુણં ॥ સવ્વ દરિસિણં ॥ શિવ ॥ મયલ ॥ મરૂય ॥ મણંત ॥ મખ્ખય ॥ મવાબાહ ॥ મપુણરાવંતિ ॥ સિદ્ધિ ગઇ નામ ધેયં ॥ ઠાણં સંપતાણં ॥ નમો જિણાણં ॥ જિયભયાણં ॥

ઉપર મુજબ પહેલું નમોથ્થુણં **સિદ્ધ ભગવંતજીને,** બીજું શ્રી **અરિહંતજીને,** અને ત્રીજું **ધર્મગુરૂને** એમ આ સ્થળે ત્રણ નમોથ્થુણં કહેવા. શ્રી અરિહંતજીનાં નમોથ્થુ-ણંમાં ઠાણં સંપતાણંને બદલે ઠાણં સંપાવિઓ કામાણં કહેવું ને પછીનાં બોલ કહેવા નહિં. શ્રી ધર્મ-ગુરૂનાં નમોથ્થુણંમાં કહેવું કે—**મમધમ્મ ॥ આયરિ-યસ્સ ॥ ધમ્મ ઉવદે સગસ્સ ॥ વંદામિણં ॥ ભગ-વન્ ॥ તથ્થ ગયં ॥ એહ ગએ ॥ તિકટુ ॥ વંદંતિ નમંસ્સંતિ. ॥ ૐ. શાંતિ ! શાંતિ !! શાંતિ !!!**

**સમાપ્ત**

અમોએ લખેલ પુસ્તકો પૈકીનાં, "સામાયિક સૂત્ર અર્થ સંવાદો સહિત આવૃતી ત્રીજી" અને "પ્રતિક્રમણ સૂત્ર અર્થ સંવાદો સહિત, આવૃતિ ત્રીજી" એ બન્ને પુસ્તકો માટે જાહેર પત્રો અને વિદ્વાનોએ આપેલા થોડાએક

# અભીપ્રાયો

"શ્રી સ્થાનકવાસી જૈન," પાક્ષિક પત્ર. વર્ષ ૪ થું; અંક ૮ મો. સંવત ૧૯૮૨ જુન સને ૧૯૨૬. જણાવે છે કે,—

શ્રી સામાયિક સૂત્ર અર્થ સંવાદો સહિત; તથા પ્રતિક્રમણ સૂત્ર અર્થ સંવાદો સહિત. લેખક અને પ્રકાશક મંગળજી હરજીવન ચિતળીઆ. જૈનશાળા શિક્ષક—માંગરોળ.

ભાઈ ચિતળીઆ આપણી કોમનાં ઉગતા સારા લેખક છે. જૈનશાળા શિક્ષક તરીકેનો ઘણાં વર્ષોનો સારો અનુભવ ધરાવે છે. વિદ્યાર્થીઓને ધાર્મિક શિક્ષણ સંપાદન કરવામાં કેવા પ્રકારની મુશ્કેલીઓ નડે છે; તેનો અનુભવ હોય તેમ જણાય છે. આ સામાયિક અને પ્રતિક્રમણસૂત્રમાં સંવાદોની નવી શૈલી દાખલ કરી છે. દરેક પાઠને અંતે એકેક સંવાદ મુકયો છે. આ સંવાદથી દરેક પાઠનો હેતુ, મતલબ બહુ સરળતાથી સમજી શકાય છે. હાલમાં વાંચનમાળાની સિરીઝ સબંધે ઉહાપોહ થઇ રહ્યો છે. × × × વાંચનમાળાની સિરીઝ તો વિદ્યાર્થીઓની સાથે રહી, એમની મુશ્કેલી સમજી શકે એવા હાથે તૈયાર થવા પામે તો વધુ સફળતા મળે. અને તેમાં ભાઈ ચિતળીઆ જેવા ઉત્સાહી અને ધાર્મિક શિક્ષણમાં રસલેનારા ભાઇને યોગ્ય ઉત્તેજન આપી તૈયાર કરવામાં આવે તો ભવિષ્યમાં ઉપયોગી થઈ પડે.

બધા સંવાદો વાંચી જોયા છે. વિદ્યાર્થીઓને ઉપયોગી, સાદા સરળ અને મનોરંજક છે.

---

શ્રી સ્થાનકવાસી જૈન કોન્ફરન્સ ઑફીસની માલીકીનું સાપ્તાહીક પત્ર **"જૈન પ્રકાશ"** વર્ષ ૧૩ મું. અંક ૩૭ મો તા. ૧૮-૮-૨૬.

સામાયિકસૂત્ર અર્થ સંવાદો સહીત; અને પ્રતિક્રમણસૂત્ર અર્થ સંવાદો સહીત લેખક અને પ્રકાશક મંગળજી હરજીવન ચીતલીઆ.

આમાં વિશેષતા એ છે કે, દરેક પાઠોની નિચે સંવાદો મુકેલા છે, સંવાદોથી બાળકોનાં હૃદયમાં સારી શ્રદ્ધા બેસી જાય છે. એટલે સંવાદોવાળાં પુસ્તકો આદરણિય છે.

---

પ્રસિદ્ધ વક્તા શ્રી જેઠમલજી સ્વામી સં. ૧૯૮૩ ના શ્રાવણ સુદ ૩ શુક્રવારને રોજ રામપુરાથી લખે છે કે—

**માસ્તર મંગળજી હરજીવન ચિતળીઆ,** મુ. **માંગરોળ.**

**મહાશય !**

તમારા તરફથી ચોપડીયો બે પૈકી એક પડિકમણાની અને એક સામાયિકની એમ બન્ને સાથે અભિપ્રાયાર્થે મળ્યા જે સહર્ષ સ્વિકારવામાં આવ્યા. મનન કરતાં ઉક્ત પુસ્તકમાં વિશેષ સાથે નૂતનતા જોવામાં આવી કે તેમાં ગમતની સાથે જ્ઞાન આપે તેવી શૈલીયૂક્ત સંવાદો દરેક આવશ્યક અને પાઠનાં અંતે દાખલ કરવામાં આવ્યા છે. જે સંવાદોદ્વારા પુસ્તકના સાર અને તેની ખરી જરૂરીઆત સાથે આવશ્યક ધર્મનું ખરૂં ભાન થાય છે. આજકાલ મોટો ભાગ પોતે શું બોલે છે ? તે અર્થનાં અભાવે માત્ર પોપટીયા જ્ઞાનની માફક ફોનોગ્રાફની પેઠે બોલી જાય છે. કિન્તુ તાત્પર્યથી અનાભિજ્ઞ હોવાથી તેને કિંવા શ્રવણ કરનાર શ્રોતાને તેમાં જોઇએ તેવો રસ

આવતો નથી તેથી અર્થ શિખવા સાથે આ નવી પદ્ધતિથી બાળકોને શિક્ષણ આપવામાં આવે તો જરૂર કંટાળ્યા વિના જ્ઞાન મળશે. સંવાદોની શૈલી પશ્ચિમના વાતાવરણમાંથી ઉદ્‌ભવી છે. અને તેનું પૂર્વની પ્રજાએ એટલે આપણે અનુકરણ કર્યું છે. દરેક વિષયમાં દરેક માન તે પ્રજા ખાટી જાય છે. આપણા નસીબમાં કેમ જાણે સર્જાયુંજ ન હોય ? રેસીટેશનની પ્રથમ શરૂઆત આપણા સમાજમાં પંડીતરાજ, કવિવર્ય, પ્રસિદ્ધ સમર્થ વકતા નાનચંદ્રજી સ્વામીએ કરી સમાજને ખરો રસ ચખાડયો. ત્યાર પછી તેનું અનુકરણ કવચિત્ થતું અવલોકવામાં આવે છે. પરંતુ આવી રીતે સામાયિક પડિકમણાની સાથે તેના સાર રૂપે ગુંથેલી સંવાદોની સંકલનાં આજે પહેલ વહેલી જ જોવામાં આવે છે, જે જોઈ ઘણો જ આનંદ થાય છે અને તેનો સવિશેષ પ્રચાર થવા સાથે દરેક જૈનશાળા છુટથી તેનો લાભ લીયે તેમ અમો ઇચ્છિએ છીએ. સુજ્ઞેષુ કિં બહુના.

**જૈનાચાર્ય શ્રીમાન્ લવજી સ્વામી**ના હુકમથી મુનીશ્રી જેઠમલજી.

---

શ્રીમાન્ યોગનિષ્ટ મુનિ મહારાજ **શ્રી ગીરધરલાલજી સ્વામી** (ગો. સં.) ક્રોળથી સં. ૧૯૮૩ ના ભાદરવા સુદ ૧૧ શનીવારને રોજ લખે છે કે—

તમારા તરફથી 'સામાયિક અર્થ સંવાદોવાળું' પુસ્તક એક તથા પ્રતિક્રમણ સંવાદોવાળું પુસ્તક એમ બે પુસ્તકો અભિપ્રાય અર્થે મળ્યા. આ પુસ્તકોનાં દરેક સંવાદો ઘણી જ સારી શૈલીથી લખાએલ છે. અને તેથી બાળકોને સારૂં જ્ઞાન ગમતની સાથે મળી શકે તેમ છે. ગોખણીયા જ્ઞાન કરતાં આવી શૈલીથી બાળકોને જ્ઞાન આપવામાં આવે તો વધારે પ્રકાશ થવા પામે. સંવાદોની શૈલી એવી તો અનુભવ જ્ઞાનથી રચવામાં આવેલ છે કે બાળકો તો શું પણ રેક મોટી ઉમરના

શ્રાવક શ્રાવિકાને પણ ઉપયોગી છે. તે વાંચવાથી સમજી શકાય છે. અહીંની જૈન શાળામાં તમારા તે પુસ્તકો પૈકીનાં થોડા સંવાદો બાળકોએ તૈયાર કરી ભજવી બતાવેલ છે.

---

શ્રીમાન્ જ્ઞાન દર્શન પ્રતિપન્ન **મુનિશ્રી માણેકચંદજી સ્વામી** (બોટાદ સંપ્રદાય) ધ્રાંગધ્રેથી તા. ૮-૯-૨૬ ને રોજ લખી જણાવે છે કે—

સામાયિક અર્થ સંવાદોવાળી, અને પ્રતિક્રમણ અર્થ સંવાદોવાળી એમ બે પ્રત મળી. આ બુકો ઘણી સારી તેમજ નાનાં બાળકોને તેમજ સામાયીક પડિકમણાનાં અભ્યાસીઓને બહુજ ઉપયોગી અને ઘણું જ્ઞાન સંપાદન કરાવે તેવી છે કારણ કે પ્રશ્નો તથા જવાબથી બુદ્ધિ ખીલે તેવું હોઈ અભ્યાસ પણ સહેલાઇથી થોડા વખતમાં થઇ જવાપણું છે.

---

સ્વર્ગસ્થ પ્રસિદ્ધ વક્તા **મુનિ મહારાજશ્રી નાગજી સ્વામી** કચ્છ-માંડવીથી તા. ૨૩-૮-૨૬ ને રોજ લખે છે કે—

તમારા તરફથી અભિપ્રાય અર્થે આવેલી સામાયિક અને પ્રતિક્રમણની એમ બે પ્રતો મળી છે. તેમાંના દરેક સંવાદો બહુ સારા છે. આ દરેક સંવાદો જ્યાં જ્યાં જૈનશાળા અને કન્યાશાળા હોય ત્યાં ત્યાં વધારે ઉપયોગી છે.

---

પ્રસિદ્ધ લેખક **મુનિશ્રી આંબાજી સ્વામી** (ગોંડલ સંપ્રદાય) પોરબંદરથી તા. ૪-૮-૨૬ ને રોજ લખે છે કે—

સામાયીક અને પ્રતિક્રમણ ચોપડીયો મળી. આપે તે ખાતર સારો પ્રયાસ કરેલો છે. જૈન ધર્માનુયાયીઓને વધારે ઉપયોગી છે.

---

**રા. રા. રાવસાહેબ ઠાકરસી મકનજી ધીયા** જુનાગઢથી તા. ૨૦-૮-૨૬ ને રોજ લખે છે કે-

તમારી સામાયક તથા પ્રતીક્રમણની બુકો બે અર્થ સંવાદોવાળી મળી છે. તે બુકો નાનાં બાળકોને જૈનશાળામાં વાપરવા ઘણીજ ઉપયોગી છે. અને ઘણી જ સારી છે.

---

સ્વર્ગસ્થ ઉત્સાહી બંધુ **વનીચંદ પોપટભાઈ** દફતરી મોરબીથી તા. ૨૪-૮-૨૬ ને રોજ લખે છે કે—

તમારી તરફથી સામાયક અને પ્રતિક્રમણની અર્થ અને સંવાદોવાળી ચોપડીઓ બે મને મળી છે. આ ચોપડીઓ માટે ઘણો પરિશ્રમ ઉઠાવી જે સંવાદો દાખલ કર્યા છે; તે સ્તુતિપાત્ર ને ઉપયોગી છે. આપ જેવા ઉત્સાહી જૈન યુવકને આપણી જૈન સમાજે મદદ કરી હોય તેમ મને જણાતું નથી. તે માટે ખેદ થયો છે.

---

સ્થા. જૈન કોન્ફરન્સ—સોરઠ પ્રાંત, પ્રાંતિક સેક્રેટરી શ્રીયુત **રા. રા. પુરૂષોતમ ઝવેરચંદ** પારેખ તા. ૧૭-૩-૨૬ ને રોજ લખે છે કે—

તમારી સામાયક અને પ્રતીક્રમણ અર્થ અને સંવાદોવાળી બે પ્રતો મને મળી છે. આ પુસ્તકોની શૈલી અસરકારક અને આવકારદાયક તથા સહેલી છે.

---

સાહિત્ય રસીક, પ્રસિદ્ધ લેખક, **મુનિ મહારાજશ્રી વિનયચંદ્રજી સ્વામી** ભાવનગરથી તા. ૨૫-૮-૨૬ ને રોજ લખે છે કે—

તમારા તરફથી સામાયક અને પ્રતીક્રમણની બુકો બે મળી છે. તેમાં સંવાદો બહુ સારા છે. જૈન બાળકોને ખાસ વિશેષ જ્ઞાન થવાના હેતુભુત છે. બુકો ઘણી જ સારી છે.

---

### સામાયિક અર્થ સંવાદો સહિત આવૃતિ ચોથી માટે જાહેર પત્રો અને વિદ્વાનોએ આપેલા થોડાએક

# અભીપ્રાયો



**શ્રી જૈન સસ્તું સાહિત્ય પ્રચારક કાર્યાલયના ઑ. મેને. શ્રીયુત ઘેલાભાઇ પ્રાણલાલ શાહ કલોલથી તા. ૧-૨-૧૯૨૯ ને રોજ લખે છે કે:—**

સામાયિક સૂત્ર અર્થ સંવાદો સહિત આવૃતી ૪ થીનું એક પુસ્તક તમારા તરફથી મળ્યું. આ પુસ્તકની અંદર સામાયિકનાં મૂળ પાઠો, તેની સામે મુળના અર્થ પાઠની રીતે આપ્યા છે, અને દરેક પાઠ પછી તે પાઠના વિસ્તૃત ભાવાર્થ માટે એકેક સંવાદ પણ આપેલો છે.

સામાયિક સૂત્રની ઘણી ચોપડીઓ બહાર પડેલી છે, પરન્તુ તેમાં મોટે ભાગે તદ્દન ટુંકા કે જે બાળકોને સહેલાઇથી સમજી ન શકાય તેવા ભાવાર્થો આપેલા હોય છે. જ્યારે આ પુસ્તકમાં ભાવાર્થ અને સંવાદ ઘણી સરળ ભાષામાં લખાએલા છે.

તમે એક જૈનશાળામાં શિક્ષક છો તે ઉપરથી બાળકોનું હાર્દ સમજીનેજ આ પુસ્તકની યોજના કરી છે, અને તે યોજના ખરેખર ઘણી ફતેહમંદ નિવડી છે. તેના સમર્થનમાં આ પુસ્તકની ચોથી આવૃતી જોવામાં આવે છે.

કુમળી વયનાં બાળકોનાં મગજ જગતની વ્યવસાયી અને ગંદી ધમાલથી તદ્દન નિરાળા હોય છે, અને તે અવસરે જ 'સામાયિક સૂત્ર' જેવા અતિ ઉપયોગી પુસ્તકોનું મનન પઠન વિદ્વાન અધ્યાપકો માર્ફત થતું રહે તો આજે મોટી વયનાં બાળકોમાં જે માત્ર

**અક્ષરજ્ઞાન જ** જોવામાં આવે છે તેને બદલે 'સામાયિક સૂત્ર નું ખરૂં રહસ્ય જોવામાં આવી શકે.

બાળકોને સંવાદ ઘણાં પ્રિય હોય છે, અને તે માટે ઉત્સાહ પણ ઘણો હોય છે. તો આવા સંવાદવાળા પુસ્તકો દરેક જૈન શાળામાં વાપરવામાં આવે તો જૈન સમાજને મોટો લાભ થાય.

સામાયિકના મૂળ પાઠોને તમોએ જેમ વિસ્તારથી ભાવાર્થ લખી સમાજ ઉપર ઉપકારનું કામ કર્યું છે, તેવીજ રીતે 'ઉત્તરાધ્યયન' જેવા ઉત્તમોત્તમ સૂત્રનો સરળ ભાષામાં અર્થ લખી છપાવો તેવી મ્હારી ખાસ માગણી છે.

આવા શુભ કાર્યોમાં તમારી લેખક શક્તિ અને પ્રવૃત્તિ પ્રતિદિન વધે તેવી મ્હારી ભાવના છે.

---

શ્રી સ્થા૦ જૈન કોન્ફરન્સ ઓફીસની માલીકીનું સાપ્તાહિક પત્ર **"જૈન પ્રકાશ"** વર્ષ ૧૬ મું. અંક ૧૭ મો. તા. ૩-૩-૨૯ ના રોજ જણાવે છે કે:—

સંવાદોદ્વારા સામાયિકનાં ભિન્ન ભિન્ન પાઠોની પૂરી સમજુતી આપવાની આ પુસ્તકમાં સ્વીકારવામાં આવેલી પદ્ધતિ સુંદર છે. સંવાદો રચવામાં કલાદૃષ્ટિને સ્થાન અપાય તો પ્રયત્ન ખીલી ઉઠે તેવો છે. દસથી પંદર વર્ષના વિદ્યાર્થીઓ માટે આ આવૃતીનું વાંચન રસપ્રદ બને એવું છે.

---

રા૦ રા૦ રાવ સાહેબ **ઠાકરશી મકનજી ધીયા** જુનાગઢથી તા. ૧૬-૩-૨૯ નાં પત્રથી જણાવે છે કે:—

તમોએ સામાયીક અર્થ સંવાદોવાળી જે ચોપડી હાલમાં છપાવી છે તે નાનાં બાળકોને સહેલી રીતે સમજી શકાય તેવી રીતે સારા ટાઇપમાં છપાવેલ હોવાથી તમોને ધન્યવાદ આપવામાં આવે છે.

શરૂઆતમાં એકદમ નાના બાળકો માટે 'સામાયીક સમજુતી-વાળું' એક બીજું પુસ્તક પણ તમે છપાવેલું છે તે પણ મોટા ટાઇપથી સારી લિપીમાં છપાવેલું હોવાથી બાળકો તમોને જરૂર આશીર્વાદ આપશે.

સેવાપ્રેમી રા૦ રા૦ **મનમોહનદાસ કપુરચંદ ગોસળીઆ** પોરબંદરથી તા૦ ૨૨-૩-૨૯ નાં પત્રમાં લખી જણાવે છે કેઃ—

સામાયીક અર્થ સંવાદોવાળું પુસ્તક શુદ્ધ, આકર્ષક, અને બહુ સારૂં થયું છે. જૈનશાળાઓમાં તે દાખલ થવા પુરી જરૂર છે. આપ તેને માટે પ્રયાસ જારી રાખશો. અહીંની જૈનશાળા માટે મેં ભલામણ કરી છે.

---

સાહીત્ય રસીક રા૦ રા૦ **જીવાભાઇ ઈશ્વરભાઈ ભણસાળી** પાલણપુરથી તા૦ ૨૫-૩-૨૯ નાં પત્રમાં લખે છે કેઃ—

આપની સામાયિક અર્થ સંવાદવાળી ચોપડી મને મળી છે. જમાનાને અનુસરી કામ ચિત્તાકર્ષક બન્યું છે. ધર્મનાં આવા પુસ્તકો, સંવાદો, કથાઓ, અને ચરીત્રોથી ભરપુર થાય એ ઇચ્છવાયોગ્ય છે.

વિગેરે વિગેરે ઘણાં અભિપ્રાયો મળેલા છે. જોઇએ તો લખોઃ—

**મંગળજી હરજીવન ચિતલીઆ**

**જૈન બુકસેલર**

**( માંગરોળ બંદર—( કાઠીયાવાડ )**

**તા૦ ક૦** સામાયિક અર્થ સંવાદો સહીત આ૦ ૪ થી કિં. ૦-૨-૦, સોનાં રૂા. ૧૧—૦—૦.
પ્રતિક્રમણ અર્થ સંવાદો સહીત આવૃતિ ૪ થી કિં. ૦-૮-૦, સોનાં રૂા. ૩૭—૮—૦.
સામાયીક સમજુતીવાળું કિં. ૦-૧-૦ સોનાં રૂ૦ ૫) પાંચ.
પ્રતિક્રમણ અર્થ વગર મોટા ટાઇપ કિં. ૦—૪—૦ સોનાં રૂા. ૨૦-૦-૦.

## સત્ય વચનો.

**पडिक्कमणेणं भंते ! जीवे किं जणयइ ?**

**ભાવાર્થ:**—હે પરમ પૂજ્ય ! પ્રતિક્રમણ કરવાથી જીવને ફળ ઉપજે ?

**पडिक्कमणेणं वयछिद्दाइं पिहेइ. पिहियवयछिद्दे पुण जीवे, निरुद्धासवे असबल चरित्ते, अठसुपवयण मायासु उवउत्ते अपुहत्ते, सुपणिहिए विहरइ.**

**ભાવાર્થ:**—હે શિષ્ય ! અતિચારાદિ છિદ્રો ઢાંકે અર્થાત્ છિદ્ર રહિત થાય. તેથી આ જીવ હિંસાદિક આશ્રવનું આગમન રોકે, નિર્મળ ચારિત્ર પાળી શકે, આઠ પ્રવચનને વિષે સાવધાન રહી શકે, સંયમ પાળવામાં આળસ રહીત રહે. એટલે સન્માર્ગને વિષે ઇંદ્રિયોને સ્થાપિત કરીને સંયમ જીવન નિર્વહે.

ઉત્તરાધ્યયન ૨૯. ગા. ૧૧.

---

**पोरिसीए चउब्भाए. वंदित्ताणं तओगुरु, पडिक्कमित्ता कालस्स, सेज्जं तु पडिलेहए.**

**ભાવાર્થ:**—ચોથી પોરિસીના ચોથા ભાગને વિષે ગુરૂને વાંદી સમય જોઈ શય્યાભૂમિનું પડિલેહણ કરી પ્રતિક્રમણનો આરંભ કરવો.

ઉત્તરાધ્યયન અ. ૨૬.

---

## નગ્ન સત્ય.

**पढमं नाणं तओ दया, एवं चिट्ठइ सव्व संजए।**
**अनाणी किं काहि, किंबा नाहिइ छेय पावगं ॥**

દશવૈકાલીક સૂત્ર.